॥ શ્રી હરિઃ ॥

જેણે મારા આત્માના

ઊંડાણમાં પ્રવેશી

મારા આ

પ્રયાસને આશીર્વાદ

આપ્યા છે

એવી

આત્માની

અજર અમર

વિભૂતિને !!!

# અનુક્રમણી

# ઊર્મિ

નથી શબ્દોની આ, લલિત કવિતા ભાવસૂચના
નથી વાક્યોની આ, ગહન ગુંથણીની વિષમતા
નથી માત્રાની ત્યાં, ગણિત વિષયે ગમ્ય સૂચના
નથી વર્ણોની ત્યાં, મગણ તગણે રમ્ય રચના
વાણી નથી વ્યર્થ, હૃદય ભાવ દર્શાવવા
લીન થશે એ ચિત્ત, હૃદય સત્ય દેવી સુદા

## યાચના

પરમદેવ પરમ શરણ

મંગળ એમ કરશો.

કૃતિ ગણાય દોષ પૂર્ણ

સફળ સદા કરશો. ॥ ધ્રુવ ॥

મંગળમય જગદાધાર

પરમ પીયૂષ ઉર વસાવ

કૃતિ અમારી કર રસાળ

બાળક નવ દોષો. પરમ.

# વ્યર્થ

હૃદય ભાવ દર્શાવવા,
મન નહિ તું શાને મથે
વિશાળ નભ માપવા
નહિજ માપ ત્હેનો અરે !
રચે વ્યર્થ શબ્દાવલિ
સમજ આત્મ સ્વરૂપને

# ત્યારે

સૂતું સખિ ! સકલ વિશ્વ અગાધ બ્રહ્મ
ન્હોતા સખિ ! ભુવન ભેદ અનંત બ્રહ્મ
સૂતું સખિ ! અકળ એક વિરાટ તત્ત્વ
વિરાજતું અમર એક અદૃશ્ય તત્વ



નિદ્રા તજે પ્રકૃતિ મેળ થતાં જ ત્યારે
મારો સખિ જન્મ થયેલ ત્યારે
ને આ બધા ભેદ થયેલ વિશ્વે
ગુંજી ત્યારે, પ્રણવ પુનીતા વેદની સત્યગાથા

# ભગ્ન હૃદય

પ્રભો ત્હને હું ઉર પ્રશ્ન પૂછું
આંસુ ઉનાં આંખ અખૂટ સારૂં
યત્નો કરૂં હું શુભ કીર્તિ માટે
છતાં મને અંતર ક્ષોભ થાયે
શક્તિ પ્રભો દિવ્ય ત્હમેજ આપી
તે ઉછળે અંતર આજ મારે
બતાવવા ! ક્ષુદ્ર પ્રમાણુ મારૂં
યત્નો કરૂં ! એ નહિ તત્ત્વ દૃષ્ટિ
મને કહે કોઈ અપાર સ્નેહે
ન શોભતું આ તવ તત્ત્વ ગોત્રે.
વળી પુછાયો ઉર દુઃખ દાઝયો
શ્રીમંતની તું કવિતા બનાવતો !
મારૂં હતું અંતર વજ્ર જેવું
તૂટયું નહિ જાગી હુતાશની ત્યાં.

# પ્રશ્ન

પ્રભો કદી હોત સમીપ મારે
પૂછું ત્હને હું ઉર પ્રશ્ન મારા.

બ્રહ્માંડનો પાળક તુંજ એક
છતાં પ્રભો ! રૂપ અહો અનંત
ચંદ્રા અને સૂર્ય અપાર તેજ
તારાં શરીરે સઘળાં પ્રકાશે
આત્માતણું એકજ તત્ત્વ તૂંહિ
ત્હને પૂછું મૌન થવું ઘટે ના
વિદ્વજ્જનો વાદવિવાદ લીન
કહે તને એક અનંત રૂપ.

મૂર્તિ પૂજો. ના નહિ મૂર્તિ પૂજો
પાણામહીં શું પ્રભુ દેખવો'તો ?
શાને કરે વાદવિવાદ એવા
પ્રભો કહે ઉત્તર કેમ દેવા ?

૧૦

# ભેદ

નભમાં રમતાં નવ રંગ ભર્યાં
ઉજળાં અતિ શુક્ર અને સંધ્યા
હસતાં રમતાં ક્ષિતિજે નમતાં
બનતાં પછી લીન અહો ગગને—
દીપ દાંડીતણો દીપ મંદ બળે

દૂરથી પુર દીપક દૃશ્ય થતા
વળી વ્હાણ પરે બળતા દીવડા
પડતી પ્રતિછાય અગાધ જળે
નભ સાગર એક જણાય તદા
પડતી જળ તારલિ છાંય યદા.
અતિ શોભન રંગ ધરે પ્રકૃતિ
સહુ સુંદરતા પ્રભુ દિવ્ય સૃજી,
વિકૃતિ સઘળી જગ માનવની.
સ્વર્મર્ત્યના ભેદ કર્યા ભુવને.

# ધ્રુવ

રહો અચળ વ્યોમમાં અમરધામ વીરોતણા
રહે અમર વ્યોમમાં પરમધામ ધીરોતણા
નવ વિસરતા ધર્મો નિરખી વ્યોમ તારી સ્થિતિ
વર્યા પરમ ધામને અમર ધ્યેય તારૂં કરી
રહું જીવન ધ્રુવ હું. મુક્તિ પંથે સદા ઝંખના
વિભુતિ ગણતો તને અમર આત્મ પરમાત્મની.

## चैत्रस्य तृतीय दिने !

વિશાળ નભ આંગણે નવલરંગ પૂરે ઉષા
ખિલે કમળ વિશ્વનું અજર બ્રહ્મ વારિ મહીં
અખૂટ સુરભિ અંતરે પ્રણવ ભૃંગ ગુંજે સખિ
ખિલ્યું હૃદય સરવરે અમર બ્રહ્મ વારિ મહીં
થયું વરસ એક ને ફરી મળ્યાં સખિ આપણે
મળ્યાં જગત સાગરે પરમધામ આત્માતણાં
કરો સખિ ! અહીં કરો પરમ પાન પીયૂષનાં
ખિલે ક્ષિતિજ પોપચું નિરખવા પ્રકૃતિ દૃશ્યને
શમ્યા તિમિરપુંજ ને કનકજ્યોતિ પ્રાચી દિશા
રમે ગગન વાદળી વિમળ વ્યોમ જાતી મળી.
અરૂણ અવની સાથમાં કનક થાળ પૂજે રવિ
ઉઠે કલનિનાદ ત્યાં અમર મંત્ર ગાયત્રીના
પ્રકાશ અવનીપૂર્ણ ત્યાં, અજર મંત્ર આંદોલને
ફરિ સખિ ! અહીં આદરો પરમ સંગીત

तत्सवितुर्वरेण्यम् भर्गो देवस्य
धीमहि धीयो योनः
प्रचोदयात् ॥

# સંગીત

૧

ક્ષિતિજમાં રમતી નવ ચંદ્રિકા
પરમ પ્રેમ સુધા જગ રંગતી
તારા તણી મંદ પ્રભા મળી ત્યાં
પીયૂષ રંગે અવની પ્રકાશે
વિશ્વદેવ તણે ખોળે બ્રહ્માંડ સઘળાં રમે.

૨

હ્રદય શાંત હતું સ્થિર સિંધુ શું.
સકળ વિશ્વ મને હસતું દિસે.
ગગન ઘુમ્મટ ગેબી વિશાળમાં;
પ્રકૃતિ દેવ હસે નિરખું તદા.

૩

વિશ્વદેવ તણાં સ્તોત્રો ગાવાને મનમાં મથું
કલ કલ કંઠ હતો મારો ત્યારે ઘર્ઘર ગાજતો

થોડાજ સમયમાં

# કાવ્ય પૂર્વા

આધ્યાત્મિક તેમજ રાષ્ટ્રીય કાવ્યો

નો

સંગ્રહ બહાર પડશે

કિંમત ૦-૮-૦

લખોઃ—

**શ્રી. ઉપેન્દ્રરાય ન્હાનાલાલ વોરા**

સવાઇગરનો મઠ

માંડવી (કચ્છ)

